

# બિન્ની ના પ્રાણીઓ

## એણે કેવી રીતે એના વર્ગીકરણ કર્યા

મીલીસેન્ટ સેલસમ

ગુજરાતી: સુધીર જે.



# બિન્ની ના પ્રાણીઓ

## એણે કેવી રીતે એના વર્ગીકરણ કર્યા



મીલીસેન્ટ સેલસમ

ગુજરાતી: સુધીર જે.



બિન્ની એક સુઘડ છોકરો હતો.

એને દરેક વસ્તુ એની નિર્ધારિત જગ્યા એ રાખવાનું પસંદ હતું.



એ મોટા પુસ્તકો એક જગ્યા એ રાખતો.



એ નાની ચોપડીઓ બીજી જગ્યા એ રાખતો.



એ મધ્યમ પુસ્તકો અલગ થી ત્રીજી જગ્યા એ રાખતો હતો.



જયારે એની પાસે

બહુ સિક્કા ભેગા થઈ જતા,

તો એ પચ્ચીસ પૈસા ના સિક્કા ને એક ઢગલી માં,

પચાસ પૈસા ને બીજી ઢગલી માં,

અને એક રૂપિયા ના સિક્કા ને

ત્રીજી ઢગલી માં રાખતો હતો.

એક દિવસ બિન્ની ની માઁ એ એના પિતા ને પૂછ્યું,

"તમે બિન્ની વિષે શું વિચારો છો,

એ બરાબર છે ને?

ડેવિડ ની માઁ કહે છે કે ડેવિડ ની

બધી વસ્તુઓ ફર્શ પર જ વિખરાયેલી હોય છે!





પણ બિન્ની

પોતાની વસ્તુઓ ને,

હંમેશા એની નિર્ધારિત જગ્યા એ
મુકતો હોય છે."

જોન ની માઁ કહે છે કે

જોન ક્યારેય એની વસ્તુઓ જગ્યા પર મુકતો નથી.




"અરે તું બિન્ની વિષે બિલકુલ

ફિકર નહીં કર," બિન્ની ના પિતા એ કહ્યું.

"એ એક સારો અને સુઘડ છોકરો છે.

એ એની બધી વસ્તુઓ ને બહુ

સાચવીને રાખે છે."





એક દિવસ બિન્ની સમુદ્ર કિનારે ફરવા ગયો.

ત્યાં એને ઘણી અનોખી વસ્તુઓ મળી.



એણે એને એક કાગળ ની થેલી માં ભેગી કરી.

જયારે એ ઘરે આવ્યો ત્યારે એણે એ વસ્તુઓ થેલી માં થી બહાર કાઢી.



અને એને કુતૂહલ થી જોઈ.



થોડી દેખાવ માં આવી હતી.



અને થોડી આવી.

એમાંની એક વસ્તુ પાંચ
પાંખડીઓ વાળા ફૂલ જેવી
દેખાતી હતી.





બિન્ની એ એની માઁ ને બોલાવી.

"માઁ," એણે પૂછ્યું,

"શું તમને આ વસ્તુઓ વિષે કંઇ જાણકારી છે?"

"આ છીપલા, જાનવરો ના બહારના ના કોચલા છે,"

બિન્ની ની માઁ એ જવાબ આપ્યો.

બિન્ની એ કહ્યું, "છીપલાઓ નો જાનવરો સાથે
કંઇ સંબંધ છે, એ તો મને ખબર જ ન હતી."



માઁ એ કહ્યું, "એ સાચું છે. અમુક જીવ, સમુદ્ર ના પાણી ના
ખનીજો માં થી છીપલા બનાવે છે.

જો આ એક છીપવાળી માછલી છે.

અને આ એક છીપ ના બે ઢાંકણા વાળી માછલી છે.

પણ આ ગોળ દેખાતી વસ્તુ શું છે?

મને પાકી ખાતરી નથી,

પણ આપણે એનો જવાબ ચોપડીઓ માં શોધી શકીશું."

માઁ એ બિન્ની ને સમુદ્ર જીવો ના ચિત્રો વાળી એક ચોપડી આપી.

બિન્ની એ ચિત્રો જોયા.




એમાં એને એક ગોળ આકાર નું છીપ દેખાયું,

જે ગોકળગાય નું છીપ હતું.

પછી એને એક શંખ દેખાયું જેમાં ઘણા અણીદાર છેડા હતા.

એ સ્ટારફિશ (તારા માછલી) હતી.

પછી એણે ઘણા પગોવાળુ છીપ જોયું.

એ કરચલો હતો.

બિન્ની એના રૂમ માં પાછો ગયો. એણે બધા મોટા છીપ એક ઢગલા માં રાખ્યા

અને બધી ગોકળગાય ના છીપ બીજી ઢગલી માં.

એણે અણીદાર છેડા વાળા શંખ ને એકસાથે રાખ્યા.

અને સ્ટારફિશ અને કરચલા ને

અલગ-અલગ રાખ્યા.

પછી એણે એક તખ્તી બનાવી અને એના પર લખ્યું :-



બિન્ની ના મિત્રો એને મળવા આવ્યા. એણે બિન્ની એ બનાવેલી તખ્તી જોઈ ને પૂછ્યું, "તું આ વસ્તુઓ ને જાનવર કેમ કહે છે?"

"કારણકે એ વાસ્તવ માં જાનવર છે," બિન્ની એ જવાબ આપ્યો.

જોને કહ્યું, "પણ ભાઈ હું તો એને જાનવર નહીં માનું."

"ઠીક છે," બિન્ની એ કહ્યું.

"તો પછી જાનવર કોણ હોય છે?"

જોને કહ્યું, "અરે ભાઈ, ઘોડો જાનવર હોય છે, ઝેબ્રા અને બિલાડી પણ જાનવર જ છે, અને હાથી પણ!





જાનવરો ના માથા અને શરીર હોય છે અને બધા ના ચાર પગ હોય છે."

બિન્ની એ પૂછ્યું, "શું ચકલી જાનવર હોય છે?"

જોને કહ્યું, "ચકલી ના ફક્ત બે પગ જ હોય છે.

ચકલી જાનવર નથી."



"અને માછલીઓ?" બિન્ની એ પૂછ્યું.

"એના તો પગ જ નથી હોતા,"

જોને કહ્યું, "માછલીઓ ને પણ હું જાનવર નહીં માનું."



અંત માં બિન્ની એ પૂછ્યું, "અચ્છા એ બતાવ કે પતંગિયું શું હોય છે?"

જોને કહ્યું, "એનો ઉત્તર મને ખબર છે.

પતંગિયા, જીવડાં છે, જાનવર નહીં."

બિન્ની એ કહ્યું, "પણ મારી માઁ તો આ મોટી છીપવાળી માછલી અને ગોકળગાય ને જાનવર મને છે."

"ચાલો, એક વાર ફરી એને જઈને પુછીયે," જોને સૂચવ્યું.



પછી બંને છોકરા બિન્ની ની માઁ પાસે ગયા.

બિન્ની એ પૂછ્યું, "માઁ, તમે કહો છો કે મોટી છીપવાળી માછલી અને ગોકળગાય બંને જાનવર છે."

"હા," બિન્ની ની માઁ એ ઉત્તર આપ્યો.



"કોઈ જીવિત વસ્તુ જો વનસ્પતિ નથી તો એ જાનવર જ હોય."

બિન્ની એ પૂછ્યું, "પણ, જીવિત વસ્તુ ભલા શું હોય છે?"



બિન્ની ની માઁ એ કહ્યું, "બહુ સરસ! પથ્થર એના જેવા બીજા પથ્થર પેદા નથી કરી શકતો.

માઁ એ બિન્ની ને પૂછ્યું, "જો, આપણી બિલાડી જીવિત છે, જયારે પેલો મોટો પથ્થર જીવિત નથી. તું મને બતાવ કે બિલાડી અને પથ્થર માં શું અંતર છે?"





"પથ્થર જમતો નથી," બિન્ની એ જવાબ આપ્યો.

"પથ્થર શ્વાસ નથી લેતો," બિન્ની એ વિચારી ને કહ્યું.

તારી મોટી છીપ અને ગોકળગાય આ બધા કામ કરી શકે છે, અને એ વનસ્પતિ નથી."

જોને આખરે માઁ ની વાત માની ને કહ્યું, "મને પણ લાગે છે કે આ બધા જાનવર જ છે."

બિન્ની એ ખુશ થતા કહ્યું, "એનો મતલબ એ કે મેં જે તખ્તી લગાવી હતી એ બરાબર હતી."

એ રાતે બિન્ની એ એની માઁ, પિતા અને નાના ભાઈ એડી સાથે ભોજન કર્યું.

બિન્ની એ પૂછ્યું, "પિતાજી, શું આપણે બધા લોકો જાનવર છીએ?"

"જો....." એના પિતા વિચારવા લાગ્યા.

"જુઓ પિતાજી," બિન્ની એ કહ્યું, "આપણે બધા જીવિત છીએ. આપણે ખાઈએ છીએ અને શ્વાસ લઈએ છીએ, છે ને? આપણે વનસ્પતિ પણ નથી, બરાબર ને?

પિતાજી એ કહ્યું, "એકદમ બરાબર."

બિન્ની એ પૂછ્યું, "તો શું આપણે જાનવર છીએ?"

બિન્ની ની માઁ એ કહ્યું, "તું સાચું કહી રહ્યો છે."

પિતાજી એ પૂછ્યું, "તો પછી આપણે બીજા જાનવરો થી કેવી રીતે અલગ છીએ?"



"આપણે વાતો કરી શકીયે છીએ, પણ જાનવર વાતો નથી કરી શકતા," બિન્ની એ કહ્યું.

બિન્ની એ કહ્યું, "આપણો નાનો એડી તો એકદમ જાનવર જેવો છે, કારણકે એ તો બોલી પણ નથી શકતો."

ત્યાં એડી એ કહ્યું, "પા.....પા."

"જરા જો," બિન્ની ની માઁ એ કહ્યું,



"એડી બોલવાનું શીખી રહ્યો છે. એ બીજા જાનવરો થી બહુ અલગ છે."

"પરંતુ હમણાં તો એડી જાનવરો જેવો જ છે," બિન્ની એ કહ્યું.

"ના, ચૂપ રહે," બિન્ની ની માઁ એ થોડા ગુસ્સા માં કહ્યું.

"હજી પણ એડી અને જાનવરો માં ઘણું અંતર છે."

"જે જાનવરો વિષે આપણને જાણકારી છે, આપણે જરા એના વિષે વિચારીયે," બિન્ની એ કહ્યું.

"હમણાં નહીં," માઁ એ કહ્યું. "મારી પાસે એક સરસ સુઝાવ છે. આપણી પાસે ઘણા જુના સામયિકો છે. પહેલા તું એમાં થી જાનવરો ના ચિત્રો શોધ અને એને કાપ."



બિન્ની એ જોન ની મદદ લીધી. બંને જાનવરો ના ચિત્રો ગોતવામાં મશગુલ થઈ ગયા. એણે સિંહ, ચિતા, પતંગિયા અને સાપ ના ચિત્ર કાપ્યા.

એણે કીડી-મકોડા, દેડકા અને કૂતરા ના ચિત્ર કાપ્યા.

એને વાંદરા, વ્હેલ, પક્ષી, માછલી અને ગોકળગાય ના ચિત્ર મળ્યા.

થોડી વાર માં ચિત્રો નો ઢગલો થઈ ગયો.

"જે ચિત્ર એક જેવા લાગે છે, એને એક-સાથે રાખીયે," બિન્ની એ સૂચવ્યું.

"અચ્છા," કહીને જોને એની વાત માની લીધી.



એક ઢગલા માં બિન્ની એ પક્ષી, પતંગિયા અને ચામાચીડિયા રાખ્યા.

"આ બધા ની પાંખો છે," એણે કહ્યું.



બીજી ઢગલી માં એણે કીડા અને સાપ રાખ્યા.

"કારણકે એ લાંબા અને પાતળા છે," બિન્ની એ કહ્યું.

એક અન્ય ઢગલા માં એણે ચાર પગ વાળા જાનવરો ને રાખ્યા.

જોને કહ્યું, "હું પાણી માં રહેવાવાળા બધા જીવો ને એક-સાથે રાખું છું."

એણે બિન્ની ને એક ઢગલી બતાવી જેમાં કેવળ માછલી, સાપ, ગોકળગાય અને જેલીફિશ હતા.



"એ દેખાવ માં તો એક સરખા નથી લગતા," બિન્ની એ કહ્યું.

"મને ખબર છે," જોને ઉત્તર આપ્યો.

"પણ આ બધા જીવ સમુદ્ર માં જ રહે છે."

બિન્ની એ કહ્યું, "પણ એનાથી શું ફાયદો થશે. હું ઈચ્છું છું કે એ બધા દેખાવ માં એકસરખા હોય."

ત્યાં બિન્ની ના પિતા રૂમ માં આવ્યા.

એણે પૂછ્યું, "તમે લોકો કેટલા જાનવર શોધી શક્યા?"

"ઘણા બધા," બિન્ની એ જવાબ આપ્યો, "જુઓ, જે જાનવર દેખાવ માં એક-સરખા છે અમે એને એક-સાથે રાખ્યા છે."

બિન્ની ના પિતા એ ચિત્ર ના અલગ-અલગ સમૂહ ને જોયા.

"મને એમાં કંઈ ગરબડ લાગે છે," એમણે કહ્યું.

"તમે પક્ષી, પતંગિયા અને ચામાચીડિયા એક-સાથે કેમ રાખ્યા છે?"

"કારણકે એ બધા પ્રાણીઓ ને પાંખો છે, "બિન્ની એ ઝટ થી જવાબ આપ્યો.

બિન્ની ના પિતા એ કહ્યું, "પણ પક્ષીઓ ની પાંખો માં પીછા હોય છે."



"જયારે ચામાચીડિયા ને રૂંવાટી હોય છે અને પતંગિયા ની પાંખો પર ભીંગડા હોય છે.

મારા મત પ્રમાણે એને એક-સાથે રાખવાનું બરાબર નથી."

બિન્ની એ પૂછ્યું, "આપણને એના વિષે વ્યવસ્થિત અને પાકી જાણકારી કોણ આપી શકે?"

બિન્ની ના પિતા એ કહ્યું, "હું તમને સંગ્રહાલય લઈ જઈશ.

ત્યાં કદાચ કોઈ વ્યક્તિ તમારી મદદ કરી શકે."






આગળ ના શનિવારે પિતાજી, બિન્ની અને જોન બંને ને સંગ્રહાલય લઈ ગયા.

બિન્ની ના પિતા એ દરવાજા પર ઉભેલા માણસ ને પૂછ્યું, "શું કોઈ વ્યક્તિ આ જાનવરો ને વ્યવસ્થિત ગોઠવવામાં અમારી મદદ કરી શકે છે?"

માણસે જવાબ આપ્યો, "તમે લોકો ચોથે માળે પ્રોફેસર વુડ પાસે જાઓ."

પ્રોફેસર વુડ ને મળતા સૌથી પહેલા બિન્ની એ જ સવાલ કર્યો.

"અમારી પાસે ઘણા બધા જાનવરો ના ચિત્રો છે. અમે એને અલગ-અલગ સમૂહો માં રાખવા ઇચ્છીયે છીએ.

શું એમાં તમે અમને કંઈ મદદ કરી શકો છો?"

પ્રોફેસર વુડે કહ્યું, "પહેલા હું તમારા ચિત્રો તો જોઉં."

બિન્ની એ પ્રોફેસર ને એ ઢગલી દેખાડી જેમાં કીડા અને સાપ ના ચિત્ર હતા.

"આ બંને ને એક-સાથે રાખવા ઠીક નથી," પ્રોફેસર વુડે કહ્યું.

"કેમ નહીં?" બિન્ની એ પૂછ્યું.

"બંને દેખાવ માં તો એક જેવાજ છે?"

પ્રોફેસર વુડે કહ્યું, "પરંતુ એ વાત નું બહુ મહત્વ નથી. અમે એવા જીવો ને એક-સાથે રાખીયે છીએ જેના ઢાંચા સરખા હોય."

"ઢાંચા?" બિન્ની એ પૂછ્યું.

"એ શું હોય?"



પ્રોફેસર વુડે કહ્યું, "એનો મતલબ જાનવર ના અંગો અને એ એક-બીજા સાથે કેવી રીતે સંકળાયેલા છે તે."




"પહેલા પ્રશ્ન જે અમે પુછીયે, તે છે : શું જાનવર ને કરોડરજ્જુ છે? બધા જાનવરો ને કાં તો કરોડરજ્જુ હોય છે, અથવા નથી હોતી. અને આ રીતે જાનવરો બે મોટા સમૂહ માં વેચાઇ જાય છે."

"ફક્ત બે સમૂહો માં!" બિન્ની એ ચકિત થઈ ને પૂછ્યું.

"આ તો બસ શરૂઆત છે," પ્રોફેસરે કહ્યું.

"આ ચિત્રો ની બે ઢગલી બનાવો. પહેલી ઢગલી માં કરોડરજ્જુ વાળા જાનવરો ને રાખો. બીજી ઢગલી એ જાનવરો ની હોય જેને કરોડરજ્જુ નથી. હા, એક વાત નું જરૂર ધ્યાન રાખજો. દરેક હાડકા વાળા જીવ ને કરોડરજ્જુ પણ જરૂર હશે. પછી તમે પાછા આવજો અને હું તમારી આગળ મદદ કરીશ."

બિન્ની એ કહ્યું, "ઠીક છે."

"અચ્છા," જોને કહ્યું.

"બહુ આભાર," બિન્ની ના પિતા એ કહ્યું.

"જલ્દી પાછા આવજો," પ્રોફેસર વુડે સ્મિત કરતા કહ્યું.

બીજે દિવસે બિન્ની અને જોને ચિત્રો ને ફરી નીરખ્યા.

"શું પક્ષી ને કરોડરજ્જુ હોય છે?" બિન્ની એ પૂછ્યું.

"હા, શું તે ક્યારેય ચિકન નથી ખાધું?" જોને કહ્યું.

"અરે હા," એમ કહીને બિન્ની એ પક્ષી ના ચિત્ર કરોડરજ્જુ વાળા ઢગલા માં રાખી દીધા.

"અને પતંગિયા?" જોને પૂછ્યું.

બિન્ની એ કહ્યું, "એ તો એકદમ રૂ જેવા મુલાયમ હોય છે."

"સાપ?" જોને પૂછ્યું.

"ફ્રેડ પાસે એક સાપ નું હાડપિંજર છે.




એટલે સાપ ને કરોડરજ્જુ વાળા ઢગલા માં રાખીયે," બિન્ની એ કહ્યું.

"કીડા?" જોને પૂછ્યું.

"એને કરોડરજ્જુ નથી હોતા," બિન્ની એ કહ્યું.

"માછલી?" જોને પૂછ્યું.



"મને ખબર છે એ ક્યાં જશે. હું જયારે પણ માછલી ખાઉં છું, ત્યારે મને એની કરોડરજ્જુ દેખાય છે."

બિન્ની એ પૂછ્યું, "આ કોટલા વાળા જીવ ક્યાં જશે?"

જોને કહ્યું, "છીપલા નો સખત ભાગ તો બસ બહાર જ હોય છે.

મેં એક વાર મોટી ગોકળગાય ખાધી હતી અને એ અંદર થી એકદમ નરમ હતી.

એને કરોડરજ્જુ વગર ની ઢગલી માં મુકીયે."

બિન્ની એ કહ્યું, "મેં પણ એક મોટી છીપવાળી માછલી ખાધી હતી, એ પણ અંદર થી એકદમ નરમ હતી."

જોને કહ્યું, "ઠીક છે, એને પણ કરોડરજ્જુ વગર ની ઢગલી માં જવા દે."

એમણે વાંદરા, ચિંતા, સિંહ, હાથી, હરણ, કૂતરા અને બિલાડીઓ ને કરોડરજ્જુ વાળા ઢગલા માં રાખ્યા.

બિન્ની એ કહ્યું, "આ બધા ને હાડકા હોય છે એ મને ખબર છે."





બાકી જાનવરો ને ક્યાં રાખવા, એ બિન્ની અને જોન ને સમજાયું નહીં.

એણે એને અલગ થી એક ત્રીજી ઢગલી માં રાખ્યા.

બિન્ની, જોન અને બિન્ની ના પિતા ફરી પ્રોફેસર વુડ પાસે ગયા.

પ્રોફેસરે ચિત્રો ના સમૂહ ને જોઈ ને કહ્યું, "બહુ સરસ. પણ આ ત્રીજી ઢગલી માં શું છે?"



"અમને સમજાયું નહીં કે આ જાનવરો ને ક્યાં રાખીયે," બિન્ની એ સફાઈ આપતા કહ્યું.

પ્રોફેસરે ત્રીજી ઢગલી માં રાખેલા જાનવરો ને જોયા અને કહ્યું,

"આ કરચલા અને સ્ટારફિશ, કરોડરજ્જુ વગર ની ઢગલી માં જશે. એ બહાર થી કઠોર હોય છે પણ એની અંદર કોઈ હાડકા નથી હોતા."



"અને આ દેડકા કરોડરજ્જુ વાળી ઢગલી માં જશે."

પછી પ્રોફેસર વુડે કરોડરજ્જુ વાળી આખી ઢગલી ને ઉપાડી અને કહ્યું,

"તમને યાદ છે ને. મેં કહ્યું હતું કે આ તો ફક્ત શરૂઆત છે.

હવે આપણે આ ઢગલી ને પાંચ અલગ-અલગ સમૂહો માં વિભાજીત કરી શકીયે.

પહેલા સમૂહ માં માછલીઓ હશે.

બીજા માં એવા જીવ હશે જે પાણી અને જમીન બંને પર રહે છે -

જે શિશુ અવસ્થા પાણી માં વિતાવે છે અને મોટા થયા પછી જમીન પર આવે છે.

દેડકો એનું સારું ઉદાહરણ છે.

ત્રીજા સમૂહ માં હશે સરીસૃપ જાનવરો જેવા કે - સાપ, ગરોળી, કાચબા અને મગરમચ્છ.

ચોથા સમૂહ માં પક્ષીઓ હશે - એમાં દરેક ને પાંખ હશે.

અને આખરી સમૂહ માં હશે સસ્તન પ્રાણી - એના શરીર પર વાળ અને રૂંવાટી હોય છે.

ઘરે ગયા પછી તમે કરોડરજ્જુ વાળી ઢગલી ને આ પાંચ સમૂહો માં વિભાજીત કરજો :

માછલી, પાણી અને જમીન પર રહેવાવાળા ઉભયજીવી, સરીસૃપ જીવ, પક્ષી અને સસ્તન પ્રાણી."



બિન્ની એ પૂછ્યું, "કરોડરજ્જુ વગર ના જીવો ની ઢગલી નું શું કરીયે?"

"તમારી પાસે અત્યાર માટે ઘણું કામ છે," પ્રોફેસરે ઉત્તર આપ્યો.

"શું અમે કરોડરજ્જુ વગર ના જીવો માટે તમારી પાસે ફરી આવી શકીયે?" જોને પૂછ્યું.

"જરૂર," પ્રોફેસર વુડે જવાબ આપ્યો.

"ત્યારે શું અમને જાનવરો ને અલગ-અલગ સમૂહો માં રાખવાની વ્યવસ્થા પૂરેપૂરી સમજાઈ જશે?" બિન્ની એ પૂછ્યું.

પ્રોફેસર વુડે કહ્યું, "પૂરેપૂરી તો નહીં, પણ હા થોડું તો સમજાશે. પછી તમે આ નાની ઢગલીઓ ને વધારે નાની ઢગલીઓ માં વિભાજીત કરવાનું પણ શીખી શકો છો."

બિન્ની એ પૂછ્યું, "તમારો મતલબ છે કે કરોડરજ્જુ વાળા જીવો ના સમૂહ ને પાંચ ઢગલીઓ માં વિભાજીત કર્યા પછી અમે એને વધારે નાના-નાના સમૂહો માં ની ઢગલીઓ બનાવી શકીશું?"

પ્રોફેસર વુડે કહ્યું, "હા, ચોક્કસ. દુનિયા માં લગભગ 17,000 જાતની માછલીઓ છે અને હજારો પ્રકાર ના ઉભયજીવી, સરીસૃપ, પક્ષી અને સસ્તન પ્રાણી છે.

પ્રત્યેક સમૂહ ને વધારે નાના-નાના સમૂહો માં વિભાજીત કરી શકાય છે."



બિન્ની એ કહ્યું, "મને લાગે છે કે આ બધું કરવામાં અમને બહુ સમય લાગશે."

પ્રોફેસરે કહ્યું, "તમે ઈચ્છો તો આ કામ માં આખું જીવન વિતાવી શકો. મેં તો મારુ સંપૂર્ણ જીવન એ જ કર્યું છે."

"સંપૂર્ણ જીવન!" બિન્ની એ આશ્ચર્ય થી કહ્યું.

"માનવામાં નથી આવતું!" જોને કહ્યું.

"હા," પ્રોફેસર વુડે કહ્યું.

"પરંતુ તમારે એમ કરવાની જરૂર નથી. તમારું કામ કેવળ મુખ્ય સમૂહો ને જાણવાનું છે."



અને બધા અલગ-અલગ, નાના સમૂહો ને જાણવાનું પણ એટલું જરૂરી નથી."

"તો સૌથી જરૂરી શું છે?" બિન્ની એ પૂછ્યું.

પ્રોફેસરે કહ્યું, "જુઓ, તમે જાનવરો ના એક સમૂહ ને બીજા થી અલગ કરવાનું શીખી રહ્યા છો."

"પણ હું મારો બધો સમય એ બધા સમૂહો ને એકત્ર કેવી રીતે કરાય, એ શીખવામાં કાઢું છું," પ્રોફેસર વુડે કહ્યું.

"તમે એને આપસ માં એકત્ર કેવી રીતે કરો છો?" જોને પૂછ્યું.



"હું એ જાણવાની કોશિશ કરું છું કે આ જાનવરો ને એક-બીજા સાથે શું સંબંધ છે," પ્રોફેસરે સ્મિત કરીને કહ્યું.

"શું જાનવરો ના પણ સગા હોય છે?" બિન્ની એ સ્મિત કરતા પૂછ્યું.

"હા," પ્રોફેસર વુડે કહ્યું, "પરંતુ દરેક જાનવર ના નહીં. પણ એક જેવા દેખાતા જાનવરો ના સગા જરૂર હોય છે."

"સાચે," બિન્ની એનું કુતુહલ રોકી ન શક્યો.

"શું તારા કાકા, મામા ના ભાઈ ની શકલ તારી સાથે થોડી-થોડી મળે છે?" પ્રોફેસર વુડે પૂછ્યું.



"હા," બિન્ની એ કહ્યું, "મારા કાકા નો છોકરો દેખાવ માં ઘણો મારા જેવો લાગે છે."

"એવું કેમ હોય છે, શું તને ખબર છે?" પ્રોફેસરે પૂછ્યું.

બિન્ની એ જવાબ આપ્યો, "મને ખબર નથી."

"તારા અને કાકા ના છોકરા ના દાદાજી તો એક જ છે ને?" પ્રોફેસરે પૂછ્યું.

બિન્ની એ થોડી વાર વિચાર્યું, અને કહ્યું,

"એ તો સાચું છે."

પ્રોફેસર વુડે પૂછ્યું,

"બે અલગ-અલગ પ્રકાર ના જાનવરો નો ઢાંચો એક-જેવો કેવી રીતે હોય શકે?

કદાચ હવે તું આ પ્રશ્ન નો ઉત્તર આપી શકીશ."

"કદાચ એ જાનવરો ના દાદા-પરદાદા એક જ હોય."

"તારો જવાબ થોડો-થોડો સાચો છે," પ્રોફેસરે કહ્યું.

"દાદા-પરદાદા થી તારો મતલબ લાખો-કરોડો વર્ષો પહેલા ના જાનવર થી હોય તો.

હું તને એક સાચી વાર્તા કહું છું.

આજ થી લગભગ 5 કરોડ વર્ષો પહેલા એક જાનવર હતું.

એનું માથું શિયાળ જેવું હતું.

એની પૂંછડી લાંબી હતી.

એના દાંત અને નહોર તીક્ષ્ણ હતા.

એવા પ્રકાર ના જાનવર માં થી પછી સિંહ, ચિતા, વાઘ, અને બિલાડીઓ બન્યા.

આ બધા જાનવર એક-બીજા ના સગા છે."

"હું સમજ્યો," બિન્ની એ કહ્યું.

પ્રોફેસરે કહ્યું, "આ જાનવર એક-બીજા ના સગા ત્યારે થાય, જયારે આપણે આ બધા નો એક પૂર્વજ શોધી શકીયે."



જોને કહ્યું, "ચાલો પહેલા આપણે આપણા જાનવરો ને બરાબર ક્રમ માં લગાવીએ."

"પછી તો આપણે પૂર્વજો ને શોધવાવાળા કોઈ જાસૂસ બની જશું," બિન્ની એ કહ્યું.

અંત માં પ્રોફેસર વુડે કહ્યું, "આ તો મેં કયારેય વિચાર્યું પણ નહીં. અસલ માં આ જ તો મારો વ્યવસાય છે."





અંત